* જયશ્રી હિન્દ *

# શ્રી આદર્શ નાટક સમાજ.

# વીર—હમ્મીર.

## નાટકનાં ગાયન.

7—12—20

રચનાર:—

**જી. એ. કવી વૈરાટી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**શંકરલાલ મણીશંકર ગોવિંદજી, બી. એ.**

(ઓર્ડર ઓફ મેરીટ જામનગર.)

અને

**ગુલાબરાય મણીશંકર ગોવિંદજી.**

**માલેકો,**

શ્રી આર્દશ નાટક સમાજ અને શ્રી હિન્દ નાટક સમાજ,

જામનગર—કાઠિયાવાડ.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

આવૃત્તિ ત્રીજી. પ્રત ૫૦૦૦

કિંમત ૦-૪-૦.

છાપનાર:—મગનલાલ જગજીવનદાસ.

સરસ્વતી' છાપખાનુ, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩. (૧૩૯૮×૭૬.

# વીર–હમ્મીર

## ના પ્રયોગની પ્રવેશવાર ટુંક હકીકત.

### અંક ૧ લો.

——:o:——

**મંગલાચરણ, નાન્દી પ્રાર્થના.**

સૂત્રધારનું નાટય વસ્તુવિવેચન, પદ્મઋષિનું પ્રાણત્યાગ દર્શન અને ઋષિના ભિન્ન ભિન્ન અંગોમાંથી વીરહમીર–મરહટ્ટી–અલાઉદ્દીન–તથા મીરમંગોલનું પ્રાગટય.

**પ્ર. ૧ લો–દીલ્હીમાં મરહટ્ટી માટે મુકરર કરેલો વૈભવશાળી મહાલય.** સહચરીઓનો શૃંગારવિનોદ, મનુષ્યજન્મની સાર્થકતા સંબંધી મરહટ્ટીનો તેમને બોધ, અલાઉદ્દીનનું આગમન, મરહટ્ટી પાસે પૈશાચિક પ્રેમની માગણી, મરહટ્ટીની તેથી વિરૂદ્ધ વિશ્વપ્રેમની લાગણી, બાદશાહ તેને બેગમ બનાવવા ચ્હાય છે, મરહટ્ટી શાહને પિતા તરીકે ચ્હાય છે અને હિંદની મહારાણીનું પદ તજી દઈ હિંદની દાસી બની દેશની સેવા બજાવવા તૈયાર થાય છે, દરમ્યાન તેની પાસેથી મંગોલની ચીઠ્ઠી અને કટાર પકડતાં શાહને શક ઉત્પન્ન થાય છે. બક્ષિસ આપવાને બ્હાને શાહ મંગોલને બોલાવે છે. તેના હૃદયના ભાવો ખોલાવે છે, મંગોલ મરહટ્ટીને પોતાની બ્હેન તરીકેજ ઓળખાવે છે, મંગોલના સાચા

નિડર-નેક શબ્દોથી શાહને ગુસ્સો આવે છે, મરહટ્ટીને કઠોર કારાગૃહમાં મોકલાવે છે અને મંગોલને દેશનિકાલની સજા ફરમાવે છે.

**પ્ર. ૨ જો**—દુષ્કાળના દુઃખથી ભૂખમરો ભોગવતો માવજી પોતાના છોકરા માલજી તથા પોતાની સ્ત્રી મણી સાથે પેટની વેઠ માટે દીલ્લીમાં આવતાં ભૂલાં પડે છે અને જુદી જુદી દિશાએ જઈ ચડે છે. તેમાંથી મણી ભૂખના દુઃખથી કંટાળી કોઇ શોખીનની શોધમાં ફરે છે, દરમ્યાન રૂપાળી રમણીઓને શોધતો દેવજી દલાલ ત્યાં પ્રવેશ કરે છે. દેવજી અને મણીની મીટેમીટ મળતાં બન્ને એક બીજા સાથે પ્રેમના કિસ્સા આદરે છે, દરમ્યાન કાશીએથી ભણીને લાંબે કાળે દેશમાં આવતા મસ્તરામના મૂર્ખતા ભર્યા ઉદ્દગાર અને દેવજી દલાલનો તેની મૂર્ખતાનો લાભ લેવાના વિચાર.

**પ્ર. ૩ જો-શાહી જનાનખાનામાંનું ગુપ્ત કારાગાર.** મરહટ્ટીના જગતસેવાસંબંધી સચોટ વિચાર. મંગોલનો પદસંચાર ઉભય ભ્રાતા ભગિનીનો જન્મભૂમિ તથા હિંદુ ઇસ્લામ બીરાદરો પ્રત્યે પવિત્ર ભક્તિભાવ. મંગોલને હાથે મરહટ્ટીનો બચાવ.

**પ્ર. ૪ થો-શાહી ભુવનનો એક ભાગ.** મરહટ્ટી તથા મંગોલને આશ્રય ન આપવા સંબંધી અલાઉદ્દીન જાહેરનામાં કાઢે છે. હમ્મીરની હઠીલાઈપર શાહના કોપોદ્દગાર, હિંદુ રૈયતનો ન્યાય પોકાર, તે પવિત્ર પોકારપર શાહનો તિરસ્કાર તથા ફરીયાદીઓપર હંટરનો માર, ખુદાના ફરિસ્તા એક પવિત્ર ફકીરના હાથે તે હિંદુઓનો ઉદ્ધાર અને હિંદુ મુસલમાનની ઐકયતાપર ફકીરના અસરકારક ઉદ્દગાર.

**પ્ર. ૫ મો—રણથંભોરનું ઉપવન.** સખીઓ સાથે રંભા દેવીનો વીરતાભર્યો શૃંગાર, રત્નસિંહ તથા રંભાના દૈવી ક્ષત્રિ વિચાર, મંગોલ તથા મરહટ્ટીનું શરણે આવવું. વીરહમ્મીરદેવે તે અતિથિઓને અભયદાન આપવું.

**પ્ર. ૬ ઠો**—મસ્તરામની મૂર્ખતાપર તેની સ્ત્રી માણેકનો બળાપો તથા માણેકને ફસાવવાની દાનતવાળા દલાલનો સંતોષ, માવજી સાથે દેવજી દલાલનો મેળાપ, ભૂખના દુઃખથી કંટાળી ફક્ત પેટને ખાતર ગમે તેવું અધમ કૃત્ય કરવા તૈયાર થએલા માવજીના દલાલ સાથે અધમ વિચાર. દલાલની મદદથી પોતાના છોકરા માવજીને છોકરી બનાવી મસ્તરામ સાથે અફળાવી દેવાનો નિરધાર અને બન્ને બાજુથી દલાલી મારી ખાવાના દલાલના દુષ્ટ ઉદ્‌ગાર.

**પ્ર. ૭ મો—રણથંભોરના કિલ્લાનો એક ભવ્ય ભાગ.** હમ્મીરદેવે ભરેલા ખાનગી દરબારમાં રાધાદેવીનું નૃત્ય. અદેખો અલાઉદ્દીન રાધાના ચરણમાં મીરગભરૂ મારફતે તીર લગાવે છે. મીરમંગોલ તે સ્ત્રીઘાતક સુલતાનનો મુકટ પોતાના પ્રતાપથી સભામાં લાવે છે.—કિલ્લાના બંદોબસ્ત માટે હમ્મીરદેવ સીધાવે છે, વીરાંગના રાધાદેવી પાસેથી શાહી તાજ લેવા અલાઉદ્દીન આવે છે. રાધાને લલચાવે છે. હમ્મીરની હઠીલી વીરાંગના લાખોની લાલચોથી ન લલચાતાં વીરાંગના જેવી વીરતા બતાવે છે.

———:o:———

## અંક ૨ જો.

———:o:———

**પ્ર. ૧ લો**—પ્રપંચવિદ્યાવિશારદ અલાઉદ્દીનના આદેશથી અલેફખાન રતિપાલને હમ્મીરના પક્ષમાંથી ફોડે છે. હમ્મીરના મરણ બાદ તેને રણથંભોરનો રાજા બનાવવાની લાલચ આપી શાહી પક્ષમાં જોડે છે. મીરમંગોલ તેમની આ કુટીલ નીતિ જાણી જાય છે અને ખેદિત થાય છે.

**પ્ર. ૨ જો--હમ્મીરનો મહાલય.** હમ્મીરદેવ પોતાના સરદારો તથા મંગોલ સાથે સંગ્રામના વિચારો ચલાવે છે, સરદારો પોતાની અપ્રતિમ રાજનિષ્ઠા દર્શાવે છે. રતિપાલ સંગ્રામના કામમાં આડે આવે છે. મંગોલ તેને સાનમાં ચેતાવે છે. છેલ્લે હમીરદેવ શાહ સાથે સંધિ ન કરતાં સંગ્રામ કરવાનાજ નિશ્ચયપર આવે છે.

**પ્ર. ૩ જો--રંભાનું શયનમંદિર.** રંભા તથા રમાના પ્રેમસંબંધી વિલક્ષણ વિચાર તથા વાક્યોદ્ગાર અને રત્નસિંહ તથા રંભાનો શૃંગાર.

**પ્ર. ૪ થો**--દલાલ તથા મણી પતિવ્રતા માણેકને બદ કર્મમાં ફસાવવા આવે છે, માણેક તેઓને તિરસ્કારી કાઢે છે. નાસીપાસ થએલો દલાલ માણેકનો સંસાર નષ્ટ કરવા મૂર્ખ મસ્તરામને ફોસલાવી સ્ત્રી સ્વાંગધારી માલજી (માલતી) સાથે પરણાવે છે.

**પ્ર. ૫ મો—રણથંભોરનું ઔષધાલય.** મરહટ્ટી તથા મંગોલની હૃદયવેધક જગદ્દસેવા, કસાઈનો ભોગ થએલી ગાયમાતાનો મંગોલને હાથે ઉદ્ધાર અને "**ગાય એજ હિંદનું જીવનધન છે**" એ સંબંધી મરહટ્ટીના મનોવેધક ઉદ્ગાર.

**પ્ર. ૬ ઠો**—મસ્તરામ તથા માલતીનો વિલક્ષણ શૃંગાર, માણેકની શોક્ય પ્રત્યે સર્વોત્તમ ઉચ્ચભાવના, ઓચિંતી મણી આવી લાગતાં માલતીનો ભેદ ખુલ્લી જાય છે. માલજી નાસી જાય છે. મણી વગેરે તેને પકડવા પાછળ જાય છે.

**પ્ર. ૭ મો—સંગ્રામનું મેદાન.** રાજ્યલોભી રતિપાલ સ્વામીદ્રોહી બની શાહના પક્ષમાં જાય છે. તેની નીચતાપર હમ્મીર તથા રમાદેવીનું હૃદયભેદક કરૂણ વિવેચન, પોતપોતાના માલીકોના

હુકમથી મીરમંગોલ તથા મીરગભરૂનો ભયંકર સંગ્રામ, બંનેનું મરણ, મરહટ્ટીનું કરૂણ આક્રંદ તથા અલાઉદ્દીને મંગોલપર મુકેલા અસત્ય આક્ષેપોથી આવેશમાં આવી મરહટ્ટી સૂર્યદેવની પ્રાર્થના કરી મંગોલને બચાવે છે. પોતાના અખંડ બ્રહ્મચર્યનો દાખલો ભૂમંડળને બતાવે છે.

———:o:———

## અંક ૩ જો.

———:o.———

**પ્ર. ૧ લો.—અરણ્ય.** હમ્મીરને હાથ કરવાની અલાઉદ્દીન તથા રતિપાલ કપટકળા ચલાવે છે. દરમ્યાન ત્યાં અરણ્યમાં ભુલી પડેલી રમાદેવી આવે છે. હમ્મીરનો સર્વ નાશ કરવાનું સાધન રતિપાળ રમાનેજ બનાવે છે. બાદશાહને રતિપાલની આવી બેવફાઈ જોઈ ગુસ્સો આવે છે. રમાને લઈ રતિપાલનું છાવણીમાં જવું, રાધા તથા રંભાનું રમાને શોધવા આવવું, એક ભરવાડદ્વારા શાહી શિબિરમાં રમાની શોધ માટે તેમનું જવું.

**પ્ર. ૨ જો.—શાહીશિબિરમાં રતિપાલનો તંબુ.** રાધા તથા રંભા યુક્તિપુર્વક રતિપાલના તંબુમાં દાખલ થાય છે. રંભાદેવી પોતાના દેશદ્રોહી પિતાને સમજાવે છે. પરિણામે તે ન સમજતાં તેનીજ સમશેરથી રંભા તેનું મસ્તક કાપી લે છે અને રમાદેવીને સાથે લઇ બહાદુરી સાથે પસાર થાય છે.

**પ્ર. ૩ જો.—**માવજી પાસેથી પોતાની દલાલી વસુલ કરવા દલાલ આવે છે અને તેને ધમકી આપવા મણીને કૃત્રિમ સિપાઈ બનાવે છે. પરંતુ મણી પોતાના પતિ તથા પુત્રને ઓળખી જાય

છે, ભેદ ખુલ્લો થાય છે, પરંતુ તેટલામાં માણેકની બાહોશીથી આગ્રી પોલીસ આવી તે સર્વે ગુન્હેગારોને પકડી જાય છે.

**પ્ર. ૪ થો–લડાઇનું મેદાન.** રાણીઓને જૉહર વ્રતની સુચના આપી હમ્મીર મંગોલને લઈ છેલ્લી લડાઈ આદરે છે. ભયંકર રણસંગ્રામમાં શાહ અલાઉદ્દીન હાર પામે છે. હમ્મીરપાસે ક્ષમા માંગે છે. હમ્મીર વિશાળ, ઉદાર હૈયાથી તેને ક્ષમા આપી છોડી મુકે છે અને વિજયના મદમાં ભુલથી શાહી વાવટો સૈન્યના અગ્રભાગે રાખી વિજયવાદ્ય વગાડાવતો રણથંભોરના કીલ્લામાં જાય છે.

**પ્ર. ૫ મો—જૉહુરકુંડ.** શાહીવાવટો અગ્ર જોઈ હમ્મીર દેવની હાર થઇ અને યવનસેના ચઢી આવે છે એમ જાણી સતીત્વ રક્ષા માટે રણથંભોરની રમણીઓ જૉહરવ્રત આદરે છે. હમ્મીરદેવ પ્રવેશ કરે છે. ભયંકર સ્મશાન જેવું નગર જોઈ સંસારથી કંટાળી તે કમળપૂજા કરે છે.

**પ્ર. ૬ ઠ્ઠો**—પિતાના સ્વર્ગવાસપર રત્નસિંહનું કરૂણ આક્રંદ, એક વખત પિતાનાં દર્શન ન થાય તો પોતે રાજગાદી ન સ્વીકારવાનો દૃઢ નિશ્ચય કરે છે. પિતૃદર્શન અને રાજ્યારોહણ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# પાત્રપરિચય.

—:૦:—

પદ્મઋષિ ... ... ... ત્રિકાળજ્ઞાની તપસ્વી મહર્ષિ.
હમ્મીરદેવ ... ... ... રણથંભોરનો હઠીલો ચોહાણ રાજા.
રત્નસિંહ ... ... ... રણથંભોરનો રાજકુમાર.
રતિપાલ ... ... ... રણથંભોરનો સેનાપતિ. દેશદ્રોહી
મીરમંગોલ ... ... ... અલ્લાઉદ્દીનનો સરદાર, પાછળથી
હમ્મીરદેવનો વફાદાર **સ્વામી ભકત સામન્ત.**
અલ્લાઉદ્દીન ... ... ... દીલ્લીનો ખીલજી બાદશાહ.
અલેફખાન ... ... ... શાહનો સેનાપતિ.
મીરગભરૂ ... ... ... મંગોલનો સગોભાઇ.
મસ્તરામ ... ... ... અસ્થિર મગજનો એક સાધુ.
માવજી ... ... ... આગ્રાનો એક દરજી.
માલજી ... ... ... માવજીનો છોકરો.
દેવજી દલાલ ... ... ... સોનેરી ટોળીનો સરદાર.
તદુપરાંત—જાસુસો—દુતો—ફકીર—સૈનિકો—વગેરે.

## સ્ત્રીપાત્રો.

મરહટ્ટી ... ... ... એક "વિદુષી" ક્ષત્રિ કન્યા પરમ પવિત્ર જગદ્સેવિકા.
રંભાદેવી ... ... ... રતિપાલની કન્યા રત્નસિંહની પ્રિયા.
રમાદેવી ... ... ... હમ્મીરદેવની કન્યા.
રાધાદેવી ... ... ... હમ્મીરદેવની વારાંગના.
માણેક ... ... ... મસ્તરામની સ્ત્રી.
મણી ... ... ... માવજીની સ્ત્રી.
તદુપરાંત—સખીઓ તથા દાસીઓ અને રણથંભોરની વીર રમણીઓ.

શ્રી

# વીર-હમ્મીર

## નાટકનાં ગાયનો.

---

**સુત્રધાર—** ૧

પ્રભુ પરમ પીયુષદ ધાર ધાર,
કરૂં વંદન નિરંતર ભારી પ્યાર—પ્રભુ.
સત્ય સનાતન, શાન્તિ નીકેતન,
બ્રહ્મરૂપ બ્રહ્માંડ કાર—પ્રભુ.
ભગવત ભારત ભયહર ભૂધર,
તરણી ત્રીકમ તાર તાર—પ્રભુ.

**બાળાઓ—** ૨

ભાગ્યશાળી ભવ્ય ભારતીનાં ગાન—
આજ ગાશે ભારતના સંતાન,
સુરગંગા સમ સ્નેહ સંપ સાધશે,
બંધુ ભાવોનાં બંધનથી બાંધશે.
દેશ ભક્તિ શક્તિથી દુનિયા ડોલાવશે,
હૈયાની કુંજે ખીલાવશે–(૨)
સુરસંતોને સ્હાયે ખોલાવશે–(૨)
કરવા ભારતનું કલ્યાણ—આજ ગાશે.

મરહટ્ટી— ૩

બાળા યુવા બીચારી મુગ્ધા મધુર બોલે,
અંગે અનંગ ડોલે કયારે જીગર ખોલે,
સ્મરના શરથી રમણી રતિમાં,
ભરતી પગલાં ત્વરિતા ગતિમાં,
નથી આત્મનું સંયમ શું સતિમાં ?
યૌવન ભલેને ઝુલે—

**સખી**—ખીલી કળી ફૂલી કળી પુષ્પે પરાગ ભરાય છે-
**મરહટ્ટી**—ભલી કળી ઘેલો અલી ઉપભોગ લેવા ચહાય છે-
**સખી**—આ પાંખડી જો ઉઘડી સ્મરની દંડી દેખાય છે-
**મરહટ્ટી**—વાગે દડી નેત્રો લડી અણમૂલ ઘડી ઘેરાય છે-
રમણી રતિ કૃતિથી નાવે સતિની તોલે-

**સખીઓ**— ૪

અહો અલબેલા બહુ મદઘેલી ભલી તું ભામા ભોળી-
ધુતારી અલી-ભલી તું—(૨)
નયન કટારી ભ્રકુટી ભારી, કંઇ કંઇ કામણગારી;
ઉછંસગતી મદમાતી પીજે પીયુ પ્રણયનું વારી—**અહો.**

**મણી**— ૫

અંગે અંગ અનંગ જંગ આદરે,
મદન મારે છે માર તીર તાકી અપાર.
નારી નોતમ નખરાળી છું રામા રઢીયાળી,
બાણુ નયનોના ઢાળી પાઉં પ્રીતીની પ્યાલી;
ખીલી કુસુમકાય ... ... ...મદન.

**મણી**— ૬

ચાલો દીલદાર હું તો વારી વારી જાઉંરે
મીઠા મેમાન તમે છો મારા,
પ્યારા મીઠા મેમાન તમે છો—પ્યારા.

**દેવજી**—નારી નવેલી ખરી ખુબીદાર છે.

**મણી**—પ્યારો તું મારો દીલજાની દીલદાર છે.

**દેવજી**—પ્યારી તું-મણી અહા—

**મણી**—તારી છું-દેવજી અહા—

,, પક્કા છો-બન્ને વાહ-વાહ-વાહ—ચાલો.

**મરહટ્ટી**— ૭

દુઃખ આ આવી પડયું,
પાપ આ પૂર્વનું કયાંથીરે નડયું.
જેલમાં શું થાય જગદ ભક્તિના વિચાર,
થાય હાય શી રીતે જન્મ ભૂમીનો ઉદ્ધાર;
અંગ જંજીરે જડયું-દુઃખ આ આવી નડયું—

**ફકીર**— ૮

કભી હીંદુ મુસલમાંકા રસમ ત્તલીમ જુદા હોગા,
મગર મઝબકા કુચ્છ ફરમાનહિ યકદમ જુદા હોગા.
કરે ખ્યાં હીંદુ કાશીકા બીરાદર દીનકા મક્કા,
અગર ગંગા જમુનાસે નહીં ઝમ ઝમ જુદા હોગા.
સ્વરગકી હિંદુકી મન્નત, મુસલમાંકી બની જીન્નત,
કહે હિંદુ નરક હય વ્હાં, નહિં જહન્નમ જુદા હોગા.

મુસલમાં હિંદુ જો સચ્ચે સભી હય હિંદ કે અચ્ચે,
રહમ દીલ રામસે મિલ્મિલ, કભી ન રહિમ જુદા હોગા.
પ્રભુકા કોઈ લે પલ્લા, પુકારે મસ્જીદે મૌલા;
જુદાઈ જીસમેં ઉસ્કુ ખુદા માલુમ જુદા હોગા.
રસમકો યહ જુદાઈસે બનાહય દોનુંકા જોડા,
કહે હરદમ કસમસે હમ ન દમસે દમ જુદા હોગા—

**સખીઓ ને રંભા—** ૯

વીર હાક સંભળાય વીર કેશરીયાં થાય,
વાગે બ્રહ્માંડે હાક વીર નાદની.
ક્ષત્રી સંગ્રામે ધાય વીર ભાવ ઉભરાય,
ઉભી આકાશે આવી અપ્સરા અતિ.
હૃદય ભર્યાં રણ રોષથી લાગે લોચન લાલ,
વીરબાળ વિક્રાળ થઈ આવે અરિનો કાળ.
જન્મ ભૂમી કાજ કરે પરવા ના પ્રાણની,
ભારતીનું ઋણ ભાગ્યશાળી ભરે.
લાલ સરિતાઓ વહે લોહીની સાહેલડી,
ક્ષત્રીના બાળ તેમાં સ્નાન કરે—

**રંભા તથા સખીઓ—** ૧૦

તું જુદાં જુદાં બહાના બતાવે અલી શાને,
જો આવે તારો અનંગ સંગ સખી જાને—તું જાને.
રસ રંજીત વીહારી, તું છે રસનીજ ક્યારી,
રસ કુંજે રમાડ રંગીલાને—રંગીલી તું.

પરિ રંભણુ કરાવી, આલિંગનથી રિઝાવી,
પ્રેમ ઝુલે ઝુલાવ પ્રેમીલાને—રસીલી તું.

**રંભા—** ૧૧

વીરાંગનાનો ધર્મ ખરે ખાંડાની ધાર ખરે ખાંડાની ધાર.
અસ્ત્રોને શસ્ત્રોનો એ સજતી શણુગાર,
દેશ ભૂમી ધર્મ સ્હાયે ધાતી વીરાંગના,
**રત્ન**—કાયરને વીરરસ પાતી વીરાંગના. (૨)
**રંભા**—પાતી પિયુપ વીર પ્યાલી વીરાંગના,
**રત્ન**—ધન્ય ધીરવીર મ્હારી વ્હાલી વીરાંગના,
**રંભા**—સૌ તારે સુધારે ઉગારે ઉદ્ધારે,
સુરી ક્ષાત્ર નારી સુધારે સંસાર,
વીરાંગનાથી થાય જન્મભૂમીનો ઉદ્ધાર.

**માણેક—** ૧૨

મારો પંડીત ધણીને હું મુરખની નારી,
મારા પ્યારાની ટેવ નહિં સારી;
પીટયો પરણ્યો અબુધ નથી પ્રીતીની શુદ્ધ, (૨)
મારૂં અંતર અતીશે વિશુદ્ધ મુરખની નારી—મારો.
મારા યૌવનમાં રસનાં બુંદો ઝરે,
કાયા ખીલેલીથી પરીમલ નીતરે;
મારો મૂર્ખ નાથ કરૂં કોને વાત.—મુરખની નાર.

**— મસ્તરામ—** ૧૩

આ નખરાં કરતાં નારી પરણીને કરશું પ્યારી,
મારી મીઠી મધુરી મેના માલતી.

**દલાલ**—શી ચાલાકી છે મારી આ નરની કીધી નારી.
કાકો કુટાશે કોક ને આ બાવો મુકશે પોક;
મારી ડબલ દલાલી વસુલ થઈ.

**માવજી**—છએ ઠીક પણ બેટા લુંટીને થાજો છેટા,
મળશું લ્હેરીપુરામાં દીકરા માલજી—મારી.

**છોકરો**—મસ્તરામ તો મ્હોશે પણ દલાલ દીકરો રોશે,
પીટયો આવ્યો પરણવા શંખભારથી—મારી.
મક્કરપુરા જઇએ ત્યાંતો હલવા પુરી ખાઈએ.—મારી.

**કંચનીઓ**— ૧૪

રંગીલા રસીક રાજ મારા,
હો પ્યારા છબીલા છેલા વ્હાલા છો.
વ્હાલા વેણુ બોલી હસાવી,
નવેલા છેલા વ્હાલા છો;
નીહાળું નેહેથી હું તો લાલ,
અરે હાં......છબીલા છેલા વ્હાલા છો—રસીલા.

**સખીઓ**— ૧૫

હું રાધા સૌ ક્ષત્રીને નમન કરૂં છું,
ઉઠો લઈ હથીયાર વીર ભાવોથી કહું છું;
બખ્તરીયાં પહેરી-રણશૂરા વાગેરણ ભેરી,
સીંહ સમા થઈ રણને વધાવો;
રૂધિરની રેલમ છેલ ચલાવો,
વિજયનાં ગાન ગજાવો;
શત્રુને ઘેરી... ... ... ...રણશૂરા બખ્તરીયાં,

ભુજ મુખ છાતી કરી આંખ રાતી,
મહા મદમાતી કરો રણખ્યાતી;
તાતી તલવારો ચલાવો,
કેશરીયાં ધારી–રણશૂરા.............બખ્તરીયાં.

———:o:———

## અંક બીજો.

હમ્મીર— ૧૬

એ........ક્ષાત્ર ધર્મ ધારી,
શરણાગતનો ધર્મ સંભારૂં;
મૂઢ શાહનું માન ઉતારૂં........એ—

મંગોલ— ધર્મ વફાનો સદૈવ ધારૂં,
અરી જનને હું આજ વિદારૂં;
કરમાં કૃપાણધારી........એ.

રંભા— ૧૭

પ્રેમીને પ્રેમીવર મળતાં મનમાં કંઈ કંઈ થાય છે,
ઉંડા અંતરના ઉમળકા ઉછળીને ઉભરાય છે;
જોયું જોવાય નહિં મોહનના મુખ સામે,
બોલ્યું બોલાય નહિ વ્હાલાના બોલ સામે;
પ્રેમની એ શું ખુબી છે?
મદ ઘેરાય છે, હૈડે રસ છલકાય છે.

રંભા— ૧૮

કંઈ પ્રેમની કળા શીખાવો પરણીને લેવા લ્હાવો,
મને પ્રેમના પાઠ પઢાવો પ્રેમીને પ્રેમ બતાવો;
રંભા—પ્રેમી પ્રતિમાં પ્હેલાં જોતાં નયનો નીચાં ઢળી પડે,
શરમ ચડે ધડકે ઉર તોયે નયને નયનો ગજબ લડે;
રમા—કરે પુરૂષનો શીકાર સ્ત્રીઓ પ્રેમની જાળ પ્રસારી,
કહે છે કવિઓ પ્રેમતણી તો કળા અજબ છે ન્યારી;
રંભા—પ્રેમી રસનું પાન કરે તો પ્રેમની ચડે ખુમારી,
મીટે મીટ મળે મધુરી તો લજ્જા મુકેલી સારી;
રમા—પ્રણય પરીક્ષા પાસ થવામાં પીડા છે બહુ ભારી,
વાહ ભાભી છે વાહ તમારા પ્રેમ તણી બલીહારી.

રંભા— ૧૯

હારી હું નાથ તમથી હારી–ઠગાઈ તમારી,
રત્નસિંહ–માર્યા તેં મોહ બાણ ભારી છો કામણગારી;
રંભા—દાસી છું દીલાવર તારી આભારી નારી,
રત્ન—મોહક મંત્રોથી ભૂલ્યો ભાન હું તો પ્યારી;
રંભા—જપું વ્હાલાની જપમાળ કરમાં ધારી,
પ્રીતમનાં પદમાં જાઉં વારી વારી-જાઉં બલીહારી.

માલજી— ૨૦

મારા વ્હાલા......હાં......લ્હેરી લાલા.
કામણગારા પ્યારા લાલ,
લાખોટે લ્હાવો લેવા ચાલશું.
હીરા મોતીના હાર પ્યારા લાવજો હો લાલ,
બગી બે ઘોડાની દોડાવશું—મારા.

**મસ્ત**—ચાલો ચાલો અરે હાં આજે ચાલો,
અલબેલી નાર તૈયાર તમારો હું તો દાસ છું—હીરા.
**માણેક**—દગલબાજ આ દારા દેખી દીલમાં લાગે લાય,
નારી નઠારી કયાંથી આવી કામણગારી હાય.
**માલજી**—અલબેલા અરે હાં મદઘેલા,
મદન જંગે માણશું—હો રાજ.
મોઘાં માણેક મોતીડાં મંગાવજો—મારા.
**મરહટ્ટી**— ૨૧
માડી શી દશા આ તારી, તું છે જગત જનુની માતા.
ગાય તું મારા દેશ તણી છે, દિવ્વ મધુરી માતા.
હિંદુ અને ઇસ્લામ વીરો સૌ તારાથી પોષાતા.
પર ઉપકારી માડી ઓ પ્યારી, ગુણ તારા ન ગણાતા.
જગત જીવાડે તું તુંજ પુત્રો તુંજ અમારી ત્રાતા.
**માલતી**— ૨૨
રઢીયાળા રસીકવર રેશમની સાડીઓ મંગાવો.
**મસ્ત**—મહીલા મતવાલી લટકે ને ચટકે લોભાવો.
**માલતી**—હાંજી આવો.
**મસ્ત**—લઉં લ્હાવો.
**માલતી**—મીઠું મીઠું બોલીને આવા પાગલને હું ધુતી જાઉં
માણેકના શણગાર કઢાવું પસાર અહીંથી થાઉં
પીટયા રડયા આ હૈયાફુટયાને, આંખો ચોળીને
આજ રડાવું—રઢીયાળા.
**માલતી**—આવે છે આ ભણી અરે શું મણીજ મારી માત
**માણેક**—લાગે છે આ જુવતી જોતાં ગોટાળાની વાત—રઢીયાળા.

——:o:——

## અંક ત્રીજો.

**નાયકાઓ—** ૨૩

કાનને ફેરી હાં મોરી ગગરીયાં,
ભીંજી ચુંદરીયાં મારી કટરીયાં—હાંરે સાંવરીયાં.
નિપટ નિડર નંદસુતસેં મેં હારી,
વૃજ વીહારીકી તાકી ડગરીયાં—કાનને૦
ચિત્ત લે જાય ચોરી બંસુરી ધારી,
સાંવરેકી મોહે લાગી નજરીયાં—કાનને૦

**રમા—** ૨૪

પિતાથી વિખુટી હું તો પડી દીનબાળારે,
અરેરે અહીં તો કયાંથી આવી હું, દીન બાળારે.
નથી આંહી મારૂં કોઈ રોઇ રોઈ આંખડીરે,
કરૂં લાલ આંસુડાંથી અરી દીલમાં પડીરે.
કરૂં લાખ કાલાવાલા દયા કોણ લાવશેરે,
રડું હું ગરીબ બાળા પ્રભુ તું બચાવજેરે.

**મસ્તરામ-માણેક—** ૨૫

આવ્યો આ ઠીક દેવજી દલાલ હાથમાં.
લુચ્ચા પકડાયા આ લોકો પણ સાથમાં,

**દલાલ**—ભાગ્યો નહિ અહીંથીં એ મારી બહુ ભૂલ થઈ.

**માવજી**—ના ના દલાલ તારી મહેનત વસુલ થઇ,
જેલમાં જશું અમે.

**મણી**—ત્યાં મને નહિ ગમે.

**માવજી**—દલાલ સાથે આવશો ભુલી જશો નહિ.

રાધા— ૨૬

હું જાઉં છું મહારાજ ચિંતા લેશ પણ કરશો નહિ,
રણવાસની રમણીતણી શંકા હવે ધરશો નહિ;
જોતા જૉહરવૃત્ત જીંદગી પ્યારી અમે કરશું નહિ,
જો આપ કેસરીયાં કરો તો સ્વર્ગમાં મળશું સહી;
ધુરંધર ધર્મના પ્યારા.
કરો સમરમાં રંગ ક્ષત્રિના તારા [ ૨ ]
પધારો યુદ્ધમાં પ્યારા—
લડે જે દેશને માટે ખરા તે દેશના ક્ષત્રી,
ન એ નોંધાય કે થઇ છે ભૂમી આ હિન્દ નક્ષત્રી;
પ્રભુ કે બાદશાહોથી ન ડરશે વીર જે ક્ષત્રી,
ડુબાતો દેશને દેખી કરે સંગ્રામ તે ક્ષત્રી.

ક્ષત્રાણીઓ— ૨૭

ક્ષત્રિના ધર્મનો મર્મ કરીશું આજ અહિં અંગીકાર,
સ્વામી અમારા સ્વર્ગમાં અમને મેળવજો કીરતાર;
આજ જૉહરવૃત્ત અમારૂં ઉજવીએ નિરધાર,
વીર ભાવથી આજ કરીશું વીરતાનો વિસ્તાર;
અસાર છે સંસાર માયા મોહનો નીકાર,
શીયળ રક્ષા કાજ તજીશું ઇશ્વર આ સંસાર.

શાન્તિ: શાન્તિ: શાન્તિ:

ત્રણ વર્ષથી દરમાસે નિયમિત નિકળતું
ગુજરાતી માસિક.

# અંકુશ

લવાજમ રૂ. રાા અઢી રૂપિયા ( બાર અંકના )

અધિપતી,

શંકરલાલ મણીશંકર ગોવિંદજી, બી. એ.

જાહેરાત ૧ ) પેજના વર્ષ ૧ ના રૂ. ૪૮)

પત્ર વહેવાર નિચે પ્રમાણે કરવોઃ—

અધિપતી—"અંકુશ" માસિક,

જામનગર—કાઠિયાવાડ.

# શ્રી આદર્શ નાટક સમાજ.



| | | |
|---|---|---|
| વીર-હમ્મીર ના | ગાયનો | ૦-૪-૦ |
| સમ્રાટ ચંદ્રગુપ્ત | ,, | ૦-૪-૦ |
| પંજાબ—પતન | ,, | ૦-૪-૦ |

## શ્રી હિન્દ નાટક સમાજ.

—:o:—

પાંડવ ગુપ્ત નિવાસ ... ... ... ... ૦-૪-૦

અમન-ચમન ... ... ... ... ... ૦-૪-૦

સુધન્વા ... ... ... ... ... ... ૦-૪-૦

પિતૃવધ (બભ્રુવાહન) ગુજરાતી તથા હિંદી ૦-૪-૦

જોહરે શમશીર હિન્દી, ગુજરાતી તથા ઉર્દુ દરેકના ૦-૪-૦

ગુરૂપુત્ર અશ્વત્થામા (છપાય છે) [હિન્દી] ... ૦-૪-૦

માલેકો,

શ્રી આદર્શ નાટક સમાજ.

શ્રી હિન્દ નાટક સમાજ.

# અગત્યનો ખુલાસો.



અમારી જન્મભૂમિ નવાનગરમાં અમોએ ઉભી કરેલ "**શ્રી હિન્દ નાટક સમાજ**" ને રાજ અને પ્રજા તરફથી મળેલ ઉત્તેજનને આ **શ્રી "આદર્શ નાટક સમાજ"** ની ઉત્પત્તિ આભારી છે. નીતિથી ચાલી કોઈપણ કાર્ય કરતાં ન ડરવું અને ઈશ્વર ભરોંસે રહેવું એ બાબત ધ્યાનમાં રાખી અમો ઘણી પ્રવૃત્તિઓ કરીએ છીએ અને કરશું ! આ નવી કંપનીનો પ્રથમ પ્રયત્ન "**વીર-હમ્મીર**" ની સુંદર વસ્તુ લોકોમાં લોકપ્રિય થશે એમ અમે અત્યારે તો આશા રાખીએ છીએ. આ પ્રયોગના લેખક **મી. વૈરાટી** અને કંપનીના ડાયરેકટર **મી. દલપતરામ** એઓએ લીધેલ શ્રમ વાસ્તે કંપની આભારી છે.

મરહટ્ટી અને મંગોલનો પ્રેમ નૈસર્ગિક અને લોકોમાં નીતિની છાપ પાડનાર થાય તેટલા ખાતર બન્ને પાત્રોને ભાઈ બ્હેનના રૂપમાં ચીતરવામાં આવેલ છે. ખાસ કરીને માન્યતા છે કે સારી શીક્ષાની વસ્તુ છે અને તે ભૂમિપરથી જેમ બને તેમ બિભસ્ત વસ્તુથી થતી ખરાબ અસર અટકાવવા પ્રયત્ન કરવાનો અમારો ઉદ્દેશ જાળવી રાખવા જનસમુહની માન્યતાની જુદીજ દિશામાં આમ કરવા જરૂર પડી છે. વિશેષ સમજણ નાટકની શરૂઆતના પદ્મ રૂપિના પ્રાણત્યાગનાં દર્શન કે જે ઈતિહાસથી વિરૂદ્ધ નથી તે વખતે તેમનાં દરેક અવયવોમાંથી ઉત્પન્ન થતાં મરહટ્ટી-મંગોલ-અલાઉદ્દીન-અને વીર હમ્મીર બધાં એકજ માબાપનાં સંતાન છે એ સમજણ આપનારૂં ચિત્ર-દર્શન અમારા ખુલાસાની સચોટ છાપ પાડશે.

શંકરલાલ મણીશંકર ગોવિંદજી, બી. એ.

ગુલાબરાય મણીશંકર ગોવિંદજી.